# કળિયુગનો કેર.

યાને

# જમાનાનો ફારફેર.



મોજી છપાવી પ્રસિદ્ધ કરનાર,

## મણીલાલ શીવલાલ બુકસેલર વડોદરા.

આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦

સંવત ૧૯૭૭ સને ૧૯૨૧

શા. પોપટલાલ અમથાભાઇએ છાપ્યો. શ્રીજૈન વિદ્યા
વિજય પ્રેસ રીચીરોડના પુલ નીચે અમદાવાદ ૧૧૬.

કીમત ૦—૨—૦.

7-:8

# કળિયુગનો કેર.

સ્તુતી.

૧ દયા કો દીલપર દયાળુ, કૃપાસિંધુ કૃપાળુ;
શિવલાલ સુત અર્જ કરૂંછું, મણીલાલ મૂજ નામ ધરૂંછું.
૨ સરસ્વતિ માત મયાળુ, તુજ કૃપાએ વાણી ઉચ્ચારૂ;
૩ કાવ્યકળા હું કાંઈ ન જાણું, તુજ કૃપાએ નામ ઉચારૂ
૪ સહસ્ત્ર જીભ્યાનો શેષ જે કાવે, બ્રહ્મા વિષ્ણું મહા-
રેશ્વર આવે;
૫ ન આવે તુલના તારી, મમ માત દયાળી.
૬ પુત્ર પોતાનો મણીને જાણી, ગ્રેડા હાથ તમે મમ માડી;
૭ મુજ ઉપર કૃપા છે તારી, જય જય જય દેવી દયાળી.

સાખી.

બ્રહ્મ તનયા ઓ સારદા, મોર વાહની માત;
તુજ કૃપાએ મચ્યો રહ્યો, હરદમ દીનને રાત.
મમ ગુરૂ સુરજપુરીની સહાયથી, કાવ્ય સફળ આ થાય;
ગુરૂ કૃપાએ માવડી, તું દુર નથી જરાય.
સહાય કરમા સેવક જાણી, આશા મુજને છે બહુ તારી.

## કળીયુગનો વરસાદ.

તમારી આંખમાં બાપુ, હળાહળ ઝેર છે વ્યાપ્યું;
દયા, ના, ના નથી ચાપુ, પછી વરસાદ શું વરસે.
તમારી વાણી રૂપાળી, પરંતુ પેટમાં પાળી;
નિહાળી સૌ કૃતિ કાળી, પછી વરસાદ શું વરસે.
અરે જેને વચન આપ્યાં, અરે હા તેહ ઉથાપ્યાં;
ગળાં તેના તમે કાપ્યાં, પછી વરસાદ શું વરસે.
કરો કદી કોઇથી યારો, રૂપાળી નીરખી નારી;
રમો તેથી તમે જારી, પછી વરસાદ શું વરસે.
ઉગાર્યા આશરો આપી, છતાં પૂરા બન્યા પાપી;
તમે તે ડાળને કાપી, પછી વરસાદ શું વરસે.
બીચારાં જ્યાં પશુ ચરતા, ચરી તે મોજથી ફરતાં;
અરે તે ખેતરો બનતાં, પછી વરસાદ શું વરસે.
કપાસે સૌનું મન માન્યું, મગર જેથી પડયું પાનું;
પશુનું દુખ નવ જાણ્યું, પછી વરસાદ શું વરસે.
ઉછેરી લાડકી લાડે, લઈ પૈસા ધરો ખાડે;
દુઃખે દીન બાપડી કાઢે, પછી વરસાદ શું વરસે.
બજારે શાક બહુ મલતાં, તથાપી તે નથી તરતાં;
જીવોને હા ઝબે કરતાં, પછી વરસાદ શું વરસે.
અરે ખેતી તણા પાયો, બળદ છે તેમની માયો;
કતલ બહુ થાય છે ગાયો, પછી વરસાદ શું વરસે.
વરણ ઉત્તમ થઈ જ્ઞાતા, નહીં ખાવાનું પણ ખાતા;

મહીરા શેવી મલકાતા, પછી વરસાદ શું વરસે.
બનીને ફાંકડા ફરતા, જરા ના પાપથી ડરતા;
ઉંચો કર ના નથી કરતા, પછી વરસાદ શું વરસે.
અરે સું ધર્મ પોતાનો, તમે તે ના જરા જાણો;
બની બગલા ટીલા તાણો, પછી વરસાદ શું વરશે.
મગર દીલના દયાળુ છે, પ્રભુ હા તેજ સારૂ છે;
રદય તમ સાવ કાળું છે, છતાં વરસાદ વરસે છે.
વિનંતી ચંદ્રમણી કેરી, પ્રભુ તું ધ્યાનમાં ધરજે;
સદા સદ્‌બુદ્ધિ આપીને, સુખી તું હિન્દને કરજે.

## લલીતાનું જાહેર લીલામ.

અરે આવો અરે આવો અમારી લાડકી લેવા
રૂપૈયા રોકડા લાવો અમે તૈયાર છે દેવા
નથી કાંઇ ખોડ કે ખામી ખરે છે ખુબ રૂપાળી
યુવાની છે પૂરી ઝાઝી નજરથી લ્યો તમે ન્યાળી
ભણેલી છે ગણેલી છે શિવણુ સારૂં શીખેલી છે
ભરતમાં મસ મચેલી છે રસોઇમાં બનેલી છે
સકળ સદ્‌ગુણુની પેટી અમારી લાડકી એ છે
ઉછેરી આપદા વેઠી ન એમાં જુઠ જરીએ છે
તમે ના દામને રોશો નહીં કન્યા મળે આવી
હીરો હાથે ચઢયો ખોશો શું કહીએ મુખથી ચાવી
ખરોછે માલ તેના તો મજ્ર ઝાઝાજ પડવાના.

જીકરની છોડીને વાતો કહીછે એક હાકે ના,
તમે મુઝાવ શું કરવા હશે વર વય વીશે મોટો;
નથી તેની કશી પરવા ભલેને છેક હો છોટો,
ભણેલો કે મૂરખ મોટો અગર જલ્લાદનો જોડો.
નથી જોવો ખરો ખોટો અમારી દામપર દોટો,
ભલે સુરદાસ કે ઘેલો અગર દર્દી દીવાનો હો
મગર પેલા મકર મેલા પછી લાડી ઉપાડી લ્યો
બડો બદમાશ કે કાફ્ર અગર કાજળથી હો કાળો.
મગર જરથી કરોને તર પછી કર ઝાલીને માલો,
ભલે વંઠેલ વ્યભીચારી ઉભય ડાચાં ગયા બેસી;
અમે પૈસાના પુજારી અમોને કો પડી છે શી,
નથી કંઈ રૂપને જોવું નથી કુ'ળવાનપર મોવું.
નથી ઘરનું કશું ખોવું નગદ નાણું છે લેવું,
કદી જર હોય ના ઘરમાં મૂકો ઘર કે ગીરો વાડી;
કશું જો હોત ના કરમા નથી પડી વાટમાં લાડી,
થવું જો હોય ઘરબારી હજારો લાંચ લાવોને.
નહીતો કહીયે ઝખમારી અહીંથી દુર જાઓને,
અમે તો એજ છે ધારી મની કલદાર ખખડાવે;
અમારી લાડકી પ્યારી ઉમંગે તેજ ઉઠાવે.
અરેરે સ્વાર્થી પિતા હશે શું ચંદ્રમણિ આવા
સુતા ધારે દુખદ ચિતા કરી જમાત્રને ખાવા
પીતા એ કે પૂરા શત્રુ સુતાનાં ચંદ્રમણી કેવાં

કસાઇથી કુડા હા હા ગણી લેવા પીતા એવા
સૂણી વાણી કઠીન એરે હૃદય ભડકે બળે મારૂ
પ્રભુ તું ગાયની વારે હાવે ઝટ ધામ તો સારૂ
ચંદ્રમણી.

## તમારા પાપને લીધે.

ઉડી ગઈ અંગની લાલી ઉડી ગઈ આંખ પણ ચાલી,
પથારી વશ પડ્યા પિતા તમારા પાપને લીધે.
તમારા પેટનો ખાડો પૂર્યા લઈ પૂરતા પૈસા,
છતાં ના પાસ રહી કોડી તમારા પાપને લીધે.
હતું તે પણ થયું સ્વાહા થતા પ્રકોપ પાળકનો,
રહ્યું ના ખાંડવા ખાવા તમારા પાપને લીધે;
બન્યા કાને બહુ બહેરા થયા આંખે અતિ અંધા,
ગળેના ઘેંસ ઉતરતી તમારા પાપને લીધે.
ભરીને પાપમય ભાથું તમે જાવા થયા તૈયાર,
નથી મમ કષ્ટનો કાંઠો તમારા પાપને લીધે;
હવે કાં અશ્રુ ટપકાવો થવાનું તે થયું પિતા,
ચઢી ચુકી દુ:ખદ ચિંતા તમારા પાપને લીધે.
તમારી પ્યારી પુત્રિ આ થતાં વિધવા વિપત વેઠે,
અહર્નિશ આ મુંઠા ઢાળે તમારા પાપને લીધે;
તમારા લાડમાં ઉછરી ખરે તે તાણુતી પથરા,
ભરે છે નીચ ઘેર પાણી તમારા પાપને લીધે.
થતાં વિધવા કંઈક બાળા ગમે ચાલી કરી કાળુ,

બને છે કંઈક પાપીણી તમારા પાપને લીધે,
કંઇક વિધવા અનાથાશ્રમ વિષે હા ! બાળ પ્રસવે છે,
મરે છે કંઈક વણુ મોતે તમારા પાપને લીધે.
દયા દુહિતાની દીલધારી અરે ઓ હિંન્દવાસી હો,
ગરીબડી ગાયને ગરદન લઈ જર મારશો ના, ના;
વિનંતિ ચંદ્રમણિ કેરી વિભૂ હે લક્ષમાં લેજે,
ન વેચે બાપ બેટીને તું એવી સન્મતિ દેજે.

ચંદ્રમણી.

## દીકરીના બાપને.

અરે ઓ દીકરીવાળા તમારા સ્વાર્થને બાળો,
અરેરે લક્ષ્મિના લોભે કરો શું કેર આ કાળો;
બિચારી બે સમજ બાળા અરેરે આપી અંધાને,
લઈ જર કર કરો કાળા ધરો એ ધિક ધંધાને.
જરાએ ના નથી જોતાં ભલેને સાવ પાગલ હો,
બુઢ્ઢોને બોબડો બેરો કલેવર સાવ કાજળ હો;
ભલે ભંગી અફીણી હો ભલે જુલ્મી જુગારી હો,
દટાયો સાવ દારૂમાં વિકારી યા વિજારી હો.
લબાડી હો લફંગો હો પૂરો પાખંડી ફંદી હો,
ભલે નાનો દિવાનો હો અપંગી યા સ્વચ્છંદી હો;
છતાં એ પ્યારી પુત્રીને અરે તે સાથ પરણાવો,
વિચારો કંઈક તો વા'લા, શરમ કંઈ લોકની લાવો.
બચિતે માનજો ના, ના, નિસાસાનું નભે નાણું,

ફના પ્રીત્લા થશે પળમાં જશે વિતી સુખદ વાણું;
લઈને પુત્રીના પૈસા થયા છે કોણ રે સુખી,
બતાવો તે મને બાપુ દીઠા છે તે મને દુઃખી
ખરે કાગળ તણી નોકા, ધરે લઈને દધિ તળીએ,
લીધાથી દામ દુહિતાના નકી હા નર્કમાં ઠરીએ;
ચહો મંગળ સુતાનું તો ન પૈસા પુત્રીના લેશો,
નિહાળી યોગ્ય વર કન્યા તમારી તેહને દેશો.
તમારી પ્યારી પુત્રીને પતિનું પૂર્ણ સુખ મળતાં,
સુભાશિશ આપશે તમને ખરે, હરતાં અને ફરતાં.

ચંદ્રમણિ.

## ચાના શોખીનોને.

અરે ઓ ચા તણા શોખી કહું તે કાનપર ધરશો,
બુરી જાણી બલામત એ નઠારી કોઇ પણ કરશો;
પ્રભાતે ઉઠીને પેલા પીયો એને ઉકાળીને,
કહો શું લાભ એથી છે દીયો ઉત્તર વિચારીને.
વહાણે વેઠમાં એની ચુકે બીજો બધો ધંધો,
કહો આ વિશ્વમાં એથી કવણ બીજો કહુ અંધો;
બપોરે પણ બદન બાફો વળી ટી સાંજરે તૈયાર,
લગારે વાર લાગે તો બનો બૈરી ઉપર અસ્વાર.
લવે છે કેટલા એવું અમોને ટેવ ગઇ પડી એ,
ન તેથી ચા વિના ચાલે હવે ઇલાજ શો કરીએ;
પૂછું તેને પ્રયત્નથી હું દીઠી'તી બાપકે દાદે,

તમે શું જોઇને વળગ્યા ન બોલાવો મને જાદે.
ઘટે છે ચા પીધે ધાતુ જઠરને મંદ પાડે છે,
ખરે ક્ષય વાયુ જ્વર આદિ વધુ વ્યાધિ જગાડે છે;
બન્યા નિર્માલ્ય બળધારી ગણી ચાને ઘણી પ્યારી,
નકામો ખર્ચ ઉપાડી ન ખોલો મોતની બારી.
અખિલા હિન્દમાં વ્યાપી પૂરી પીચાસણી પાપી,
વટાળી સર્વ વ્યક્તિને છતાં પીવા રહો ટાંપી;
ખરે ચા, ખાંડને વયમાં કરોડો દામ ખરચાયે,
છતાં ના છોડતાં છેડો બળી બુદ્ધિ ગઈ કયાંએ.
તમો શા રંગપર રાચ્યા રાચા શા ગુણથી ખૂશી,
બતાવો તે મને બવા ચુડેલે છે લીધા ચૂસી;
વિચારો કૈંકતો વાલા ઉડાવો આંખ મીચીશું,
સમય જ્યાં સાંકડો આવે પછી પસ્તાઓ તેથી શું.
સમર્પણ હું કરૂં સ્નેહ ગઝલ આ ગુણકારી જે,
સ્વીકારો યા ન સ્વીકારો ભલા મરજી તમારી છે.

ચંદ્રમણિ.

## વનિતાનો વિયોગી.

સનમ તું કયાં છુપી બેઠી જરા દિદાર દે તારૂં,
તને માશુક મળવાને જીગર તલ્પી રહ્યું મારૂં;
પ્રણય મમ પાઇને પ્યાલી બનાવ્યો મસ્ત આસકને,
હવે તરછોડીને દીલબર છુપાવું ના ઘટે તુજને.
છુપી તું તો ભલે છુપી મગર મયની ચઢી નિશા,

નહિ હરગીઝ તે ઉતરે તને ઢુંઢું બધી દિશા;
છતાં દીદારના દરશું દિવાનો નામ પર તારા,
બની ફરહાદ સમ પરવા કરૂંના પ્રાણુની મારા.
અવલથી પ્રેમની પ્યાલી મને દેવી હતી ના, ના,
મગર સાકી બની તો તો મઝાદે લુંટવા આહા;
શરાબી આ બન્યું ભુલ ભુલ તને છોડે નહિ નાના,
ગુજારે કાં સિતમગારી સબર કર હા રહમ કરહા.
પ્રિયા તાવે તેરી ઉલ્ફત જીગરથી સત્ય માની લે,
સતમ ગમ ખ્વાર આશકને ઉગારી લે બચાવી લે.

## પ્રેમી પત્ર.

છળાછળ પ્રેમનો ભરીયો તમારો પત્ર છે મળીયો,
નયનથી તે નીરખતાં હા જીગરનો શોક સા ટળીયો;
લખીને પત્ર એ રીતે ખબર મારી સદા લેજો,
પીવાડી પ્રેમ પ્યાલી તો તમે તો કદી છેડના દેજો.
લખ્યું જે મર્મ મુજને પડી વિચારમાં વાંચી,
તમારે મન ગમે તે હો, મગર મમ પ્રીત છે સાચી;
તમારા નામની માળા જપુ છું રાતને દહાડી,
ખુવારી પ્રેમની વ્યાપી કદી નહિં તે ઉતરનારી.
પ્રતિતિ તેની શું આપું જગતનો નાથ જાણે છે,
જીગર જોડી પછી છાંડે મુર્ખની રોતહાં એ છે;
પ્રથમથી પાન ચાવીને પછી જે કોયલા ચાવે,

ઘરામાં ધીક છે તેને મહંતો મૂખથી કાવે.
ઉદય ભાવી થતાં આવી વિયોગી યોગી મળશે હા,
વિના ભાવી બને છે શું ભણીને ભૂલ ખવો કાં;
નથી ગણુતાં કશી મારો મગર માનો મુની મોટા,
થઈ વશ ભાવીને વરતે શકે કરીશું પછી છોટાઃ

ચંદ્રમણિ.

## કૃપણુને શીખામણ.

જહાંપર જન્મને ધારી તજી સો કુકૃતિ તારો,
વિષયની વાસના ટાળી ભલા ગોપાળ ગાતો જા;
બહુ વિધ બાટલી તોડી ન દીધી દામપર કોડી,
થયું શું લક્ષ્મિ જોડી કેંકનો તું કમાતો જા.
તજી કુસંગ દે ઠાલો સદા સત્સંગ કરવાલો,
પ્રભુના નામનો પ્યાલો તું પીને યાર પાતો જા;
અરિ ખટથી કરી યારી દીધા ગુણુ દૈવિ વિસારી,
પરંતુ તેહ સ્વીકારી મઝા તેની લુંટાતો જા.
પરસ્ત્રી વિષની વેલી નક્કી દે નર્કમાં ઠેલી,
કરી વિભુ નામથી કેલી અમર ખુશલો ઉડાતો જા;
જગત મિથ્યા જરૂર જાણી, સદા દલમાં અમી આણી,
જગતપર જેટલાં પ્રાણી સર્વનું યચાતો જા.
બૂરી લે વાસના ધારી સર્વને દુખ દેનારી,
અરે તેને તું સંહારી અમર પદ્દી ધરાતો જા;

ચંદ્રમણિ.

## અમેતો મસ્ત રેવાના.

ભલે આવી મળે કંચન કદિ લાખો કરોડો ધન,
ન કોડિ પાસ પણ નિશદીન અમેતો મસ્ત રેવાના;
મળે મિષ્ટાનના લાડુ મળેવા પેટપુર ભાડુ,
ભલે વાગે કદી ઝાડુ અમેતો મસ્ત રેવાના.
મળે કદી સાલ દુશાલા મણિ મુક્તા તણી માળા,
ભલે કદિ નિત મૃગ છાલા અમેતો મસ્ત રેવાના.
કદિ મુંજે દઈ કો માન કરે કોઈ ભલે અપમાન,
નહિં તે પર અમારૂં ધ્યાન અમેતો મસ્ત રેવાના.
નથી કાંઈ લાભ કે હાનિ નથી કાંઈ હર્ષ કે ગ્લાની,
બની અદ્વૈતના ધ્યાની અમેતો મસ્ત રેવાના.
અમારૂં સ્થાન આહાહા જહાં વરસે સદા સુધા,
કરી નીત પાન તેનું હા અમેતો મસ્ત રેવાના.
અખંડાનંદ જ્યાં વાસે રહી તેના કદમ પાસે,
અનલહક ગાઈ ઉલ્લાસે અમેતો મસ્ત રેવાના.

## કામીનો પોકાર.

મનોહર મુખડું તારૂં નિહાળ્યું જ્યારથી પ્યારી,
નથી ગમતું મને ઘડિએ બની બુરી દશા મારી;
મદન બાળે બદન મારૂં દિવસને રાત હે વાલી,
દયા તેની જરા લાવી રતિ રસની પીલા પ્યારી.
કહેતી સખી રજ કીજે મળીશ આવી ખચીત વાલા,

દિવસ તેને બહુ વિત્યા ઠગે કરી વાયદા ઠાલા;
વચન તે વખ્ત આપેલું સહી શું પેઠું પાતાળે,
બની તું હાય બેવચની પુરવનું વેર શું વાળે.
અરે એથી બહેતર છે ઉતારી લેતું આ ગરદન,
નથી નાના હું એકોલી ગણું તુજને હું તનમન ધન;
દિવાનો પ્રેમમાં તારા બન્યો હું હે મહાદેવી,
જીગર બળી ખાખ થાએ છે કથા એ ક્યાં જઈ કહેવી.
સૂતોછું સ્નેહ કંટકની કરી સૈયા હુતો શાણી,
નહિં છોડી હાયે છુટે હૃદયની તું થઈ રાણી;
ભલે જીવાંડ કે જીવ લે ગળામાં ઘોચીને ખંજર,
પુરાયો પ્રેમ પિંજરમાં હવે દીલ ચાય તે તું કર.
ટકોરો તેજીને બસ છે સમજણીને શું સમજાવું,
વચન આપી પછી વાલી ઘટેના બેવફા થાવું.

ચંદ્રમણિ.

## કન્યાવિક્રયની બુરી દશ્યા.

ચઢી તું ચારઠે ફરતો ન પરવા કોઈની કરતો,
બહુધા બંગલે રાચ્યો નચાવી નાયકા નાચ્યો;
લુંટાવી લક્ષ્મી કંઇ દીધી પ્રીદા થઈ નૃત્યથી હા, હા,
વિષયના સુખમાં અંધો બનીને છેક તેં મૂરખા.
ઉડાવી મોજ મિત્રોથી કરીને હસ્ત તેં કાળા,
ગયા તે મિત્ર ક્યાં તારા નિકટમાં રોજ રેનારા;

થશે તારૂં શું તેની તેં ન રાખી કાંઇએ પરવા.
કરેલાં કર્મ જે કાળાં ખરે લાગ્યાં હુવે ફળવા,
બિચારી રંક પુત્રીનું ન માન્યું મેં જરી હા, હા.
કસાઇ કાળ રૂપે થઇ ગળે કીધી છરી હા, હા.
કહેને કુમળી કળીયો સહે શું ઘા કુહાડાના,
પિતા થઇ પુત્રીને પોતે ધરી તે કાષ્ટમાં હા, હા.
નડે છે હાય તેની આ નરાધમ કાંઇ તો વિચાર,
તને છે હા તને છે હા તને લાખો અરે ધિક્કાર.
ગયા કયાં બંગલા તારા ગઇ કયાં ચારઠો ચાલી,
પલકમાં સૌ થયું સ્વાહા રહયો હત ભાગ્ય તું ન્યાળી.
નથી પાસે પુરૂ પટહા ઉઘાડો આમતું મુજ્જુ,
પડી રેતી વિશે ભુંડા અભાગી શું તને સુજ્યું.
પ્રીયાનું કેણુ ના માન્યું દુભાવી તેહને પાપી,
ગઇ તે હાય તરછોડી બુરા શ્રાપે તને શ્રાપી.
વીના વાંકે ખરે દુષ્ટે સતાવી દેવી હા તુજને,
તને છે ધન્ય હે દેવી પ્રભુ રૂપે ગણ્યો મુજને
હતી તું રૂપમાં રંભા સતી સીતા સમી શાણી,
ઉઠાડી આગ અક્કલમાં કદર તારો ન મેં જાણી.
ત્રીયાને તુચ્છ તરણાથી વગર વિચારથી માને,
અરે નર તેહ ખર તોલે હુવે મન માહરૂં મને.
નથી આ વખ્તમાં પાસે પ્રીયા કે પુત્રી પ્યારી હા,
નતો હું માગતો માફી ચરણમાં શીશ ધારી હા.

અરે કમભાગ્ય હા ક્યાંથી તને એ દેવીના દરશન,
દુરાત્માને સર્જેલું છે ભટકવું હા વિકટ વનવન.

(ગઝલ–કવ્વાલી.)

અમો વિશ્વાસવાળાને, છુપાવી ઘા કરો શાને,
સતાવામાં આ ભોળીને, ગુન્હેગારી તમારી છે.
હસાવો રોવરાવો ને, અખત્યારી તમારી છે,
ભલે કરજો ઘટે તે તો, ગુન્હેગારી તમારી છે.
કદી આકાશ જો તુટે ભલે ભુપ કહો ભારી,
જીગરનો પ્રેમ નહિ તુટે પ્રિયા મુજ પ્રાણથી પ્યારી.
જડેલા બંધ નવ તુટે ખુબી એ ભાવિની ન્યારી,
છુટ્યા તે તો નહિ છુટે, પ્રિયા મુજ પ્રાણથી પ્યારી.
ઝુરાવો વા, રિઝાવો વા, મુખત્યારી તમારી છે,
ફસાવી જીવ બાળે તે, ગુન્હેગારી તમારી છે.
તપાવો છો તપેલીને, વળી ઘૃત ધાર રેડીને,
વિચારો શું દીલ કહો તે ગુન્હેગારી તમારી છે.
જગતનો નાથ જે સારે સહન કરવું મુંગે મારે,
જરા સમજીને બોલોને, ગુજારો તે નકાસું છે.
જ્યાં દીલ સાફ ત્યાં શું છે, મણી મન સમજીને રેડે,
અમારી છે વફાદારી, પ્રીયા મુજ પ્રાણથી પ્યારી.

